# ઊર્મિ-ગીતો અને હાસ્ય-ગીતો

**શ્રી જ્ઞાન પ્રસારક મંડળી તરફની વ્યાખ્યાન માળા**

**વ્યાખ્યાન પાંચમું : દૃષ્ટાંતો દેવાનાં ગીતો :**

**સર કાવસજી જહાંગીર હૉલ : મુંબઈ**

**તા. ૧૯ : ૩ : '૨૯**

---

## શા શી રીતે રાખું ?

§

મારૂ ! તુંને ખમ્માજી ખમ્માજી કરી રાખું રે
મરઘાનેણીના સાયબાને
જાતીલાને ખમ્મા હે માણારાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને હાર માયલો હીરો કરી રાખું રે
દાડમ-દંતીના સાયબાને
બાપાભાને ખમ્મા હે માણારાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને મનડાનું માદળીયું કરી રાખું રે
થોડાબોલીના સાયબાને
ડોલરીઆને ખમ્મા હે માણારાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને ઉનાળાનો આંબો કરી રાખું રે
અંતરભીનીના સાયબાને
કેસરીઆને ખમ્મા હે માણારાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને ચોમાસાનો ચંપો કરી રાખું રે
પીયરપૂરીના સાયબાને
નવશાજીને ખમ્મા હે માણારાજ ! ઘણી ખમ્મા !

મારૂ ! તુંને શોયાળાની શીરખ કરી રાખું રે
મોસાળ–મોંઘીના સાયબાને
મૈજાળાને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !
મારૂ ! તુંને ખમ્માજી ખમ્માજી કરી રાખું રે
મરઘાનેણીના સાયબાને
છોગાળાને ખમ્મા હે માણુરાજ ! ઘણી ખમ્મા !

[ચુંદડી : ૨ : ગીત ૧]

## સ્વપ્નાં

આજ રે સ્વપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદીયું રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો ઘમ્મર વલોણું દીઠું જો,
દહીં દૂધના વાટકા રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો લવીંગ લાકડી દીઠી જો,
ઢીંગલાં ને પોતીયાં રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો જટાળો જોગી દીઠો જો,
સોનાની થાળી રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો પારસ પીપળો દીઠો જો,
તુળશીનો ક્યારો રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો,
પુલડીયાંની ફોરયું સાહેલી મારા સ્વપનામાં રે.
ડોલતો ડુંગર ઇ તો અમારો સસરો જો,
ખળખળતી નદીએ રે સાસુજી મારાં નાતા'તાં રે.

સમ્મર વલોણું ઇ તો અમારો જેઠ જો,
કઢી દૂધના વાટકા રે જેઠાણી મારાં જમતાં'તાં રે.
લવીંગ લાકડી ઇ તો અમારો દેર જો,
ઢીંગલે ને પોતીએ રે દેરાણી મારાં રમતાં'તાં રે.
જટાળો જોગી ઇ તો અમારો નણદોઇ જો,
સોનાની થાળીએ રે નણંદી મારાં ખાતાં'તાં રે.
પારસ પીપળો ઇ તો અમારો ગોર જો,
તુળસીનો ક્યારો રે ગોરાણી મારાં પૂજતાં'તાં રે.
ગુલાબી ગોટો ઇ તો અમારો પરણ્યો જો,
ફુલડીયાંની ફોર્યું સાહેલી મારી ચુંદડીમાં રે.

[રઢીયાળી રાત : ૨ : ગીત ૪૯]

## કુંજલડી રે!

કુંજલડી રે સંદેશો અમારો
જઇ વાલમને કે'જો જી રે!
માણસ હોય તો મુખોમુખ બોલે
લખો અમારી પાંખલડી રે—કુંજલડી રે૦

સામા કાંઠાનાં અમે પંખીડા
ઉડી ઉડી આ કાંઠે આવ્યાં જી રે—કુંજલડી રે૦

કુંજલડીને વા'લો મીઠો મેરામણ
મોરને વા'લું ચોમાસું જી રે—કુંજલડી રે૦

રામ લક્ષ્મણને સીતાજી વા'લાં
ગોપીયુંને વા'લો કાનુડો જી રે—કુંજલડી રે૦

પ્રીતિ કાંઠાનાં અમે રે પંખીડાં
પ્રીતમ સાગર વિના સૂનાં જી રે—કુંજલડી રે૦

[રઢીયાળી રાત : ૨ : ૫૭]

## હરિ સાંભર્યા

ઢાલે રમંતાં સાંભર્યા હરિ અમને રે,
મારાં મનડાં થાય, શું કર્યીં તમને રે !

ઉતારા કરતાં સાંભર્યા હરિ અમને રે,
મુને મંદિર ખાવા ધાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

બેસણુ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી માચીયું લળી લળી જાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

દાતણુ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી ઝારીયું ઢળી ઢળી જાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

નાવણુ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી કુંડીયું ઢળી ઢળી જાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

ભોજન કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારા કોળીયા ઢળી ઢળી જાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

મુખવાસ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી એળચીયું ઢળી ઢળી જાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

પોઢણુ કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી સેજડી ઢળી ઢળી જાય, શું કર્યીં તમને રે—ઢાલે૦

[રઢીયાળી રાત : ૨ : ૫૮]

## ગરવાને માથે

[ જુનાગઢમાં દાતારના ડુંગર પર જેની પ્રતિષ્ઠા છે, તે વેલા નામનો એક કોળી સંત થઇ ગયા, તેનું નામ 'રૂખડ બાવો' કહેવાતું. બાર વર્ષ સુધી તેણે ઉપવાસી રહી ગિરનારની પ્રદક્ષિણા કરી હતી. ]

§

રૂખડ બાવા તું હળવો હળવો હાલ્ય જો !
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે મોરલીને માથે નાગ જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે કૂવાને માથે કોસ જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે બેટાને માથે બાપ જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો

જેમ ઝળુંબે નરને માથે નાર જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે ગોપીને માથે કાન જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

જેમ ઝળુંબે ધરતી માથે આભ જો,
ગરવાને માથે રે રૂખડીયો ઝળુંબીયો.

[ રઢીયાળી રાત : ૨ : ૮૭ ]

## રતન ગયું રોળ !

[ એક ચારણ પોતાની સ્ત્રી આંર્ચાની નદીના પૂરમાં તણાઇ ડૂબી ગઇ તેના પર વિલાપ કરે છે. ]

હૂતું કામળની કોર, છેડેથી છૂટી પીયું
રતન ગીયું રોળ, પાદર તારે પોરસા !

[ મારી કામળીને છેડે મેં રતન બાંધેલું. તારા ગામને સીમાડે એ છૂટી પડીને માટીમાં રોળાઇ ગયું હે પોરસા ! ]

હતું તે હારાવીઓ ખજીનો બેઠો ખોઈ,
કામણગારૂં કોઇ પાદર વારૂં પોરસા !

[ મારૂં જે હતું તે હારી ગયો. મારો ખજાનો હું ગૂમાવી બેઠો. તારા ગામનું પાદર કોઈ જાદુભર્યું હોવું જોઇએ હે પોરસા ! ]

ઓચીંતાં આવે મધરાતે વાદળ ગળ્યાં,
રતન ગ્યું રેલે પાદર તારે પોરસા !

[ અચાનક અરધી રાતે આવીને વાદળાં ઓગળ્યાં. આફત વરસી. એમાં મારૂં રત્ન રેલાઈ ગયું. ]

કાયા કંકુની લોળ સાંચવતાં સોના જી',
પડયાં રાંકને રોળ પાદર તારે પોરસા !

[ કંકુની પૂતળી જેવું એ શરીર હતું. હું એને સોના સમ સાચવતો. ત્યા તો તારે પાદર હું રંક રોળાઇ ગયો. ]

બેઠલ બઢય કરે સાંસલેલ સાંસા જી',
ફડકયું લે ફાળે પાદર તારે પોરસા !

[ શ્વાસેભર્યું સસલું જેમ અખોલ કરીને લપાઈ બેઠું હોય, તેમ મારૂં દિલ બેઠું હતું. ત્યા તો શિકારીની ફાળથી એ ફળકી ઉઠયું. ]

દલને દામણુ દે, ઉભલ ઉંટ વારે
રીયું રાડયું દે પાદર તારે પોરસા !

[ ટોળામાથી વિખૂટું પાડેલું ઉંટ, કે જેને પગમાં સાંકળ બીડી હોય, તે જેમ એકલું ઉભુ ઉભું વિલાપ કરે, તેમ આજે તારે પાદર મારૂં દિલ રડી રહ્યું છે. ]

કુવાને કાંઠે દિલ મારૂં ડોકાય
જોયે તરસ્યું ન જાય, પીધા વિણુની પોરસા !

[illegible] ઝાડ જ [illegible], [illegible] નીર વન્યાં,
કેળ્યું કોળે ના, પાણી વિનાની પોરસા !

તરિયા ગઇ તૃષણા રહી, હૈયું હાલકલોલ
રતન ગીયું રોળ પાદર તારે પોરસા !

સૂતલ સખ કરે કણુકણુતું કુંજળું
માર્યું મધરાતે પાદર તારે પોરસા !

[ હે પોરસાવાળા ! કુંજડ પક્ષીઓની રીત છે કે રાતે ક્યાંઇક આખું વૃંદ ઓથ ગોતી આરામ કરે અને ચાર કુંજડાં વારા ફરતી ચોકી રાખે. સૂતા સૂતા કુંજડા લ્હેરથી ઝીણું ઝીણું કણુક્યા કરે. આવી લ્હેરથી મારૂં હૃદય–પક્ષી પણ પોઢયુ હતું. ત્યા તો બરાબર મધરાતની ભર નિદ્રામા શિકારીએ એને માર્યું. ]

વાછરડું વાળા ભાંભરતું ભળાય
(પણ) થર આતમ નો થાય, પરસ્યા વણુનો પોરસા !

[ હે પોરસા વાળા ! ગાય પોતાના વાછરડાને પોતાની સન્મુખ જ બાધેલું જોતી હોય, છતા પણ એને પોતાની જીભથી સ્પર્શ કર્યા વગર એ માતાનો જીવ ઠરતો નથી, તેમ મારા હૃદયને પણ મારી પ્રિયાના સ્મરણુ માત્રથી જ શાતિ નથી વળતી. ]

ઉડી મન આંબર ચડે ચકવાં જીં સદાય
કફરી રાત કળાય, પો'ન ફાટે પોરસા !

[સધ્યાકાળથી જ વિખૂટા પડીને નદીના સામસામા કિનારા પર બેઠેલા ચકવાક પક્ષીના નર માદા જેમ રાત્રિમા વારંવાર ઉડી ઉડીને ઝાડ પર ચડી જોયા કરે કે સૂરજ ઉગ્યો છે ? પ્હો ફાટી છે ? એ રીતે મારૂં હૃદય–ચકવું પણ વારે વારે નજર કરે છે કે આ વિજોગ–રાત્રિનો અંત છે ખરો ? પણ મારે તો મિલનનું પ્રભાત પડતું જ નથી. ]

અમારા ઉડે ગીયા અદ્ધર ઉચાળા
(હવે) વીસમશું વાળા ! પેલા ભવમાં પોરસા !

[ સૌરાષ્ટ્રની રસધાર : પં : કથા ૬ )

## રાધકા રંગભીની

ઓલી બીલીનો રંગ લાગ્યો રૂડો હો રાધકા રંગભીની !
તારા માથાનો અંબોડો હો રાધકા રંગભીની !
જાણે છૂટયો તેજી ઘોડો હો રાધકા રંગભીની—બીલી૦

તારી આંખ્યુનો ઉલાળો હો રાધકા રંગભીની !
જાણે દરિયાનો હિલોળો હો રાધકા રંગભીની—બીલી૦

તારા નાકડીયાની ડાંડી હો રાધકા રંગભીની !
જાણે દીવડીએ શગ માંડી હો રાધકા રંગભીની—બીલી૦

તારા હાથની હથેળી હો રાધકા રંગભીની !
જાણે બાવલપરની થાળી હો રાધકા રંગભીની—બીલી૦

તારા હાથની આંગળીયું હો રાધકા રંગભીની !
જાણે ચોળામગની ફળીયું હો રાધકા રંગભીની—બીલી૦

તારા વાંસાનો વળાંકો હો રાધકા રંગભીની !
જાણે સરપનો સડાકો હો રાધકા રંગભીની—બીલી૦

[રઢીયાળી : રાત : ૨ : ૬૯]

## નચાવ્યા !

આંબુ જાંબુની છાંય રે મા'દેવજી, ત્યાં કાંઇ રમ્મત માંડી જી રે,
રમતાં રમતાં વાદ જ વદીઆં, તપીએ જઇ તપ ધરીઆં જી રે.

તમે પારવતી પીયર પધારો, અમે જાયેં તપ કરવા જી રે,
હું રે મા'દેવજી ખરેખરી હોઉં તો તપીઆં તપ છોડાવું જી રે.

સોનલા ને રૂપલા ડાબલે ડાબ્યા, પીતળ લઈને પેર્યાં જી રે,
હીર ને ચીર પટારે ઠાંસ્યાં, ફાટલ તૂટલ પેર્યાં જી રે.

હાથમાં સાવરણો ને કાખમાં સૂંડલો, ભીલડીનો વેશ લીધો જી રે
ઉગમણાં વાસીદાં વાળ્યાં કે આથમણી રજ ઉડી જી રે.

કોણ છો જાતની ને કોણ છો ભાતની, કોણ તમારાં નામ જી રે!
જાતની કોલણ ભાતની ભીલડી, ભીલી અમારાં નામ જી રે.

ભીલઘર નાતીને ભીલઘરઘોતી, લાલલાલ મોતીડાં પરોવતી જીરે
અમારા ભીલને વંચા પડયા છે, ચાલું જંગલમાં જોતી જી રે.

આવ્યની કોળણ, બેસ્યની ભીલડી, આપણે રમ્મત રમીએ જીરે
રીયેરીયો ભીલીરાણી અમ્મારે ચરણે, તને કરૂં પટરાણી જીરે

તમ્મારે મા'દેવજી ગંગા પારવતી, ભીલડીને શું કરશો જી રે,
પારવતીને પીયર વળાવું, ગંગાને પાણી ભરાવું જી રે.

સીંગલદીપમાંથી હસ્તી મંગાવું, લાલલાલ ચૂડી ઘડાવું જી રે,
ચૂડીયું ઉપર છીપું મઢાવું, તને કરૂં પટરાણી જી રે.

તમ્મારે મા'દેવજી તૂટલ ખાટલી, તે દેખી અમે ડરીરે જી રે,
તૂટલ ખાટલી દૂર કરાવું ને લાલ પલંગ બિછાવું જી રે.

તમ્મારે મા'દેવજી વનમાં ઝુંપડાં, તે દેખી અમે ડરીયે જી રે,
વનનાં ઝુંપડાં દૂર કરાવું, લાલ લાલ મેડીયું ચણાવું જી રે,

તમ્મારે મા'દેવજી ટાઢા ટુકડા, તે દેખી અમે ડરીયે જી રે.
ટાઢા ટુકડા દૂર કરાવું, લાલ લાલ ચૂરમાં વળાવું જી રે.

તમ્મારે મા'દેવજી ઝાઝી ભભૂત, તે દેખી અમે ડરીયે જી રે,
ઝાઝી ભભૂત દૂર કરાવું, કંકુવરણી કાયા જી રે.

તમ્મારે મા'દેવજી ગળે સરપડાં, તે દેખી અમે ડરીયે જી રે,
ગળેથી સરપ દૂર કરાવું ફુલના હાર પેરાવું જી રે.

તમ્મારે મા'દેવજી લાંબી જટ્ટા, તે દેખી અમે ડરીયે જી રે,
લાંબી જટ્ટા દૂર કરાવું, લાલ અંબોડો વળાવું જી રે.

તમ્મારે મા'દેવજી લાલીયો ઘોડો, તે દેખી અમે ડરીયે જી રે.
લાલીયો ઘોડો દૂર કરાવું, લાલ લાલ લાકડી રખાવું જી રે.

અમ્મારો ભીલ છે કાલો ને ઘેલો, જંગલ કેરો વાસી જી રે,
સાંજ પડે ને મારો ભીલ ઘરે આવે,તુજમુજને શીવ મારે જી રે.

ઓતરાખંડમાંથીવાદળીચડાવું,ઝીણોઝીણોમેહૂલોવરસાવુંજીરે
તારો તે ભીલને ડુબવીને મારૂં, તને કરૂં પટરાણી જી રે.

અમ્મારે શીવજી એવી એવી રીત્યુંકે નરનાચેને નારીરીઝેજીરે
હાથે છે નેવળી ને પગે છે ઘુઘરી, થેઇ થેઇ શીવજી નાચે જી રે

પારવતીએ રૂપ પરકાશ્યું ને કયાં ગઇ ભીલાં રાણી જી રે,
ઇસવર પારવતી પરણવા બેઠાં, ગાયે સકળ નરનારી જી રે.

[રઢીયાળી રાત : ૧ : ૪૭]

## રીઢાં રાચ

ઓતરાદા દેશ મહીં દીકરી જનમ્યાંને પાટણમાં પંરણાવ્યાં જી રે.
પરણાવીને સાસરે વળાવ્યાં સાસુએ રાંધણામાં ઘાલ્યાં જી રે.

રાંધતાં રાંધતાં ઢાંકણી નાંદી સાસુ મ્હેણાં બોલ્યાં જી રે.
પાળે તે બેઠા ઓ પંખીડા ! મહીયરીએ જૂઇ આવો જી રે

મારા દાદાને એટલું જ કહેજો, દીકરીના મેણું ભાગે જી રે!
મારા દાદા તો ચડયે ઘોડે આવ્યા, નવસેં હાથી લાવ્યા જી રે.
હ્યો હ્યો વેવાઇઓ નવસેં હાથી ને દીકરીનાં મેણું ભાગો જી રે!
નવસેં હાથીને શું રે કરૂં મારાં રીઢાં રાચ નાંઘાં જી રે!

પાળે તે બેઠા ઓ પંખીડા! મહીયરીએ જઇ આવો જી રે!
મારા વીરાને એટલું જ કહેજો, બ્હેનીના મેણું ભાગો જી રે!

મારા વીરા તો ચડયે ઘોડે આવ્યા ને નવસેં ઘોડીલા લાવ્યાજી રે!
હ્યો હ્યો વેવાઇઓ નવસેં ઘોડીલા, બ્હેનીનાં મેણું ભાંગો જી રે!

નવસેં ઘોડાંને શું રે કરૂં મારાં રીઢાં રાચ નાંઘાં જી રે!

* * *

મારા બનેવી ચડયે ઘોડે આવ્યા ને ચોરે ચાક માંડયા જી રે.
ચોરે તે ચાક એણે માંડીયા ને નવસેં ઢાંકણી પતારી જી રે.
હ્યો હ્યો વેવાઇઓ નવસેં ઢાંકણી સાળીનાં મેણું ભાગો જી રે!

[રઢીયાળી રાત: ૨: ૧૦૮]

## કેર કાંટો

હાં કે રાજ! વાવડીના પાણી ભરવા ગ્યાંતાં
મને કેર કાંટો વગ્યો.

હાં કે રાજ! વડોદરાના વૈદડા તેડાવો!
મારા કાંટડીયા કઢાવો!
મને પાટડીયાં બંધાવો!—મને૦

હાં કે રાજ! પોશાજીના ઢાલીયા મંગાવો!
માંહિ પાથરણાં પથરાવો!
આડા પડદલા બંધાવો!—મ૦

હાં કે રાજ ! ઘરમાંથી રાંધણીઆને કાઢો !
મારી ધુમાડે આંખ્યું દુઃખે;—મને૦

હાં કે રાજ ! ઓશરીયેથી ખાંડણીયારે કાઢો !
મારા ધબકે ખંભા દુઃખે;—મને૦

હાં કે રાજ ! આંગણીયેથી ગાવલડીને કાઢો
એના વલોણાને સોતી—મને૦

હાં કે રાજ ! સસરાજીને ચોવટ કરવા મેલો
મને ઘુંઘટડા કઢાવો—મને૦

હાં કે રાજ ! નણંદડીને સાસરીયે વળાવો
એનાં છોરૂડાંને સોતી—મને૦

હાં કે રાજ ! ફળીયામાંથી પાડોશણને કાઢો
એના રેંટીયા સોતી—મને૦

## નણુદલ પરોણલા

બાર બાર વરસે નણુદલ પધાર્યાં,
ભાભી ઉતારા ઘોને રાજ ! નણુદલ પરોણુલાં

ઘર પછવાડે પડેલ ખંડેરાં,
જઈને ઉતારા કરજો રાજ ! નણુદલ પરોણુલાં.

ઉતારા તો ભાભી, સભર બનાવ્યા,
હવે દાતણીઆં દેજો રાજ ! નણુદલ પરોણુલાં.

ઘર પછવાડે થોરનું ઠુંઠું,
વેડી દાતણીઆં કરજો રાજ ! નણુદલ પરોણુલાં.

દાતણીઆં ભાભી સભર બનાવ્યાં,
હવે નાવણીઆં દેજો રાજ ! નણદલ પરોણુલાં.

ઘર પછવાડે ભરેલ ખાબોચીઆં,
જઇને નાવણીઆં કરજો રાજ ! નણદલ પરોણુલાં.

નાવણીઆં ભાભી સભર બનાવ્યા,
હવે ભોજનીયાં દેજો રાજ ! નણદલ પરોણુલાં.

તમારે વીરે શાળ નથી વાવી,
ઘઉંમાં આવ્યો ગેરૂ રાજ ! નણદલ પરોણુલાં.

ભોજનીયાં ભાભી સભર બનાવ્યાં,
હવે મખવાસીયાં દેજો રાજ ! નણદલ પરોણુલાં.

ઘર પછવાડે ઉંદરની લીંડીયું,
જઇ મખવાસીયાં કરજો રાજ ! નણદલ પરોણું.

મખવાસીયાં ભાભી સભર બનાવ્યાં,
હવે પોઢણીયાં દેજો રાજ ! નણદલ પરોણુલાં.

તમારે વીરે વાણુ નથી ભાંગ્યું,
સુતાર પીટયો ઠુંઠો રાજ ! નણદલ પરોણુલાં.

પોઢણીયાં ભાભી સભર બનાવ્યાં,
હવે મારગડા ચીંધો રાજ ! નણદલ પરોણુલાં.

ઢાલા તે કુવા ઠેકતાં જાજો,
અર્ધા કુવામાં પડજો રાજ ! નણદલ પરોણુલાં.

મારા હૈયામાં હામ જ રહી ગઈ,
મારી વન્યાની વઈ ગઇ રાજ ! નણદલ પરોણુલાં.

[ રઢીયાળી રાત ૧ : ૩૩ ]

## મોરબીની વાણીઆણુ

મોરબીની વાણીઆણુ મહુ પાણી જાય
આગળ રે જીવોજી ઠાકોર,
વાંસે રે મોરબીનો રાજા, ઘોડાં પાવા જાય.

કયેં રે વાણીઆણી તારા બેડલાનાં મૂલ;
જાવા દો જીવાજી ઠાકોર!
રેવા દો મોરબીના રાજા! નથી કરવાં મૂલ;
મારા બેડલામાં તારા હાથીડા બે ડુલ—મોરબી૦

કયેં રે વાણીયાણી તારી ઇંઢાણીનાં મૂલ,
જાવા દો જીવાજી ઠાકોર!
રેવા દો મોરબીના રાજા! નથી કરવાં મૂલ;
મારી ઇંઢાણીમાં તારાં ઘોડલાં બે ડુલ—મોરબી૦

કયેં રે વાણીયાણી તારા વાટકાનાં મૂલ;
જાવા દો જીવાજી ઠાકોર!
રેવા દો મોરબીના રાજા! નથી કરવાં મૂલ;
મારા રે વાટકામાં તારૂં રાજ થાશે ડુલ—મોરબી૦

કયેં રે વાણીયાણી તારી પાનીયુંનાં મૂલ,
જાવા દો જીવાજી ઠાકોર!
રેવા દો મોરબીના રાજા! નથી કરવાં મૂલ;
મારી પાનીયુંમાં તારી રાણીયું બે ડુલ—મોરબી૦

કયેં રે વાણીઆણી તારા અંબોડાનાં મૂલ,
જાવા દો જીવાજી ઠાકોર!
રેવા દો મોરબીના રાજા! નથી કરવાં મૂલ
મારા અંબોડામાં તારૂં માથું થાશે ડુલ—મોરબી૦

[રઢીઆળી રાત : ૧ : ૫૪]

## માનેતીની આંખ

મેં'દી તે વાવી માળવે,
એનો રંગ ગીયો ગુજરાત
મેં'દી રંગ લાગ્યો રે.

નાનો દેરીડો લાડકો ને
કાંઇ લાવ્યો મેં'દીનો છોડ—મેં'દી રંગ લાગ્યો રે.

વાટી ઘુંટીને ભર્યાં વાટકા,
ભાભી રંગો તમારા હાથ—મેં'દી રંગ લાગ્યો રે.

હાથ રંગીને દેરી શું રે કરૂં,
એનો જોનારો પરદેશ—મેં'દી રંગ લાગ્યો રે.

લાખ ટકા આલું રોકડા,
કોઇ જાવ જો દરીઆ પાર—મેં'દી રંગ લાગ્યો રે.

શોકયના સાયબાને જઇ આટલું કે'જો
તારી બેની પરણે ઘરે આવ્ય—મેં'દી રંગ લાગ્યો રે.

બેની પરણે તો ભલે પરણે,
એની ઝાઝા દી' રોકજો જાન—મેં'દી રંગ લાગ્યો રે.

શોકયના સાયબાને જઇ એટલું કે'જો
તારો વીરો પરણે ઘરે આવ્ય—મેં'દી રંગ લાગ્યો રે.

વીરો પરણે તો ભલે પરણે,
એની જાડેરી જોડજો જાન—મેં'દી રંગ લાગ્યો રે.

શોકયના સાયબાને જઈ એટલું કે'જો,
તારી માડી મરે ઘરે આવ્ય—મેં'દી રંગ લાગ્યો રે.

માડી મરે તો ભલે મરે,
એને બાળજો બોરડી હેઠ—મેં'દી રંગ લાગ્યો રે.

શોકયના સાયબાને જઇ એટલું કે'જો
તારી માનેતીની ઉઠી આંખ——મે'ંદી રંગ લાગ્યો રે
હાલો સિપાઇઓ હાલો ભાઈબંધીઓ,
હવે હલકે બાંધો હથીઆર——મે'ંદી રંગ લાગ્યો રે.
[રઢીયાળી રાત : ૧ : ૧૧]

## સંતાકુકડી

લવીંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો,
ફુલ કેરે દડુલીએ સીતાએ વેર વાળ્યાં જો!
રામ! તમારે બોલડીયે હું નદીએ નાળું થાઇશ જો,
તમે થશો જો નદીએ નાળું, હું ધોબીડો થઇશ જો!
રામ તમારે બોલડીયે હું પરઘેર દળવા જઇશ જો,
તમે જશો જો પર ઘેર દળવા, [1]હું ઘંટુલો થઇશ જો!
રામ તમારે બોલડીયે હું પર ઘેર ખાંડવા જઇશ જો,
તમે જશો જો પર ઘેર ખાંડવા, હું સાંબેલું થઇશ જો!
રામ તમારે બોલડીયે હું રણુની રોઝડી થઇશ જો,
તમે થશો જો રણુની રોઝડી, હું સુડલિયો થઇશ જો!
રામ તમારે બોલડીયે હું જળ માછલડી થઇશ જો,
તમે થશો જો જળ માછલડી હું માછીડો થઇશ જો!
રામ તમારે બોલડીયે હું આકાશ વિજળી થઇશ જો,
તમે થશો જો આકાશ વિજળી, હું મેહુલીયો થઇશ જો!
રામ! તમારે બોલડીયે હું બળીને ઢગલો થઇશ જો,
તમે થશો જો બળીને ઢગલો, હું ભભુતીયો થઇશ જો!

૧. પાઠાન્તર : 'પરઘેર ઘંટી થઇશ જો!'
૨. ,, : 'હું ટંકારો થઇશ જો!'
૩. 'માછીડો' કરતા 'જળમોજું' વધુ દીપે છે.

[રઢીયાળી રાત : ૩ : ૩૨]

મુદ્રક અને પ્રકાશક—અમૃતલાલ દલપતભાઇ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર.